

ૐ

# સુલેહનો સંદેશો

યાને

# અદ્વૈત વેદાન્ત.

Please do not delay, read to-day and know your really true business, the goal of life, the fate of man, the Eternal Truth verified from time to time by Shri Rama, Shri Krishna, Shri Shankara, Christ and others up to date.




લેખક તથા પ્રકાશક

**ધનજીશાહ મે. ખ. હાથીખાનાવાળા.**

ઠા૦ ગોપીપુરા, સુરત.



સને ૧૯૧૯ ઇસવી.






ૐ

# સુલેહનો સંદેશો

યાને

# અદ્વૈત વેદાન્ત.

Please do not delay, read to-day and know your really true business, the goal of life, the fate of man, the Eternal Truth verified from time to time by Shri Rama, Shri Krishna, Shri Shankara, Christ and others up to date.


લેખક તથા પ્રકાશક

**ધનજીશાહ મે. ખ. હાથીખાનાવાળા.**

ઠા૦ ગોપીપુરા, સુરત.



સને ૧૯૧૯ ઈસવી.




ૐ

# પ્રસ્તાવના.

ઇસ્વી સને ૧૯૧૪ ના વર્ષથી યુરોપમાં શરૂ થયલી લડાઇનાં ભયંકર પરીણામો જોઇને, આખી દુન્યાના જ્ઞાની પુરૂષો ભવિષ્યમાં એવી લડાઇ પાછી જાગે નહિ એવો બંદોબસ્ત કરવા ઇચ્છે છે, અને તે-મતલબે "Leaguo of Nations" એટલે સઘળી પ્રજાઓનું એકત્ર મંડળ સ્થાપવા નીકળયા છે. પણ જેઓ દૂરઅંદેશ છે તેઓની માન્યતા એવી છે કે આત્મજ્ઞાનના પાયા ઉપર જગતની વ્યવસ્થા કરવા નવેસરથી કાંઇ રચના થાય, તો તે લડાયક બળવાળાં એકત્ર મંડળ કરતાં પણ વધારે અસરકારક થઇ પડશે. આ લખનારની માન્યતા એવીજ હોવાથી આ લેખ લખી, વિચારવંત પુરૂષો સમક્ષ રજુ કર્યો છે.

ધ. મે. હા.



# સુલેહનું મૂળ સામાન્ય ભ્રાતૃભાવ.

જગતની સુવ્યવસ્થા માટે સર્વત્ર ભ્રાતૃભાવ સ્થાપવાની ખરેખરી અગત્યતા છે. હાલમાં એકજ ધર્મ, દેશ, ભાષા કે રંગ-રૂપવાળા વચ્ચે ભ્રાતૃભાવ કંઇક અંશે છે ખરો, પણ તે હદવાળો છે, તેથી તે જગતનું સામાન્ય કલ્યાણકર્તા નથી માટે હવે વખત આવી લાગ્યો છે કે સર્વત્ર ભ્રાતૃભાવ ખરા અને પૂરા અંશે જે ધર્મની ફિલસુફી વડે શીખવાતો હોય તેનું જ્ઞાન મેળવવું. હિન્દુસ્તાનનું અદ્વૈત વેદાંન્ત એવી ફિલસુફીથી ભરપૂર છે. એ વેદાન્ત શીખવે છે કે અંતઃકરણ જુદાં જુદાં હોય છે, પણ પ્રાણી માત્રના અંતઃકરણમાં એકજ આત્મા પ્રકાશે છે. તે શિક્ષણ જ્યારે સર્વત્ર મનાશે ત્યારેજ સર્વત્ર ભ્રાતૃભાવ સ્થાપી શકાશે, એવું હોવાથી વેદાન્તના શિક્ષણોનો ટૂંક સાર અત્રે લખ્યો છે.

## હિન્દુ ધર્મશાસ્ત્રો.

હિન્દુ રૂષિઓએ ધર્મશાસ્ત્ર વેદ અને વેદાન્ત એવા બે ભાગમાં વહેંચી નાંખ્યું છે. વેદમાં આ જગતમાં તથા સ્વર્ગમાં સુખ કેમ મેળવવું તેનું પુષ્કળ વિવેચન કર્યું છે, અને ખાસ મંત્રો અને ભકિતઓ રચીને બહુ ક્રિયાકામો કરવાનાં બતાવ્યાં છે. એ માર્ગને કર્મકાંડ એટલે કર્મ માર્ગ કહે છે. એ માર્ગ સર્વ સાધારણ મનુષ્ય માટેનો સર્વ સાધારણ ધર્મ છે. કુદરતના અચળ કર્મના કાયદાની તથા પૂનર્જન્મની ફિલસુફી હિન્દુ શાસ્ત્ર માં એવી સ્પષ્ટ શીખવી છે કે ખુદાનો અપક્ષપાત તથા અદલ ઇનસાફ તથા પ્રાણી માત્ર ઉપર તેની એક સરખી કૃપાદ્રષ્ટિ

પૂરવાર થાય છે. કર્મનો કાયદો તથા પૂનર્જન્મના સિદ્ધાંત સિવાય ખુદાનો અપક્ષપાત અને એક સરખી કૃપા દ્રષ્ટિ પૂરવાર થઇ શકતાં નથી. એવું હોવાથી હિન્દુઓનો એ કર્મકાંડ એટલે કર્મ માર્ગ પાળનારાઓ આ જગતના તથા સ્વર્ગના સુખ તથા તથા નર્ક એટલે દોજખના દુઃખ, પારસી, મુસલમાન તથા ખ્રીસ્તી લોકોની પેઠેજ જાણે છે ખરા, પણ કર્મનાં કાયદાની સમજ વડે શુભ કર્મનો એટલે નેકીનો બદલો તથા અશુભ કર્મની એટલે બદીની સજા તેના ખરા પ્રમાણમાં માને છે. તેથી બીજી ભાઇબંધ પ્રજાઓ કરતાં હિન્દુઓ મનની શાંન્તિ વધારે સારી રીતે ભોગવે છે, અને ખુદાને ગળે પડતા નથી કે તેને ખુશામદથી દોરવાઈ જનારો પક્ષપાતી ચિતારતા નથી, કે માંગ્યું ન મળવાથી થાકીને ખુદાના અસ્તિત્વ એટલે હસ્તી માટે શંકા લાવતા નથી.

હિન્દુઓ ખુદાને અનન્ત માને છે અને તે પોતાના ઐશ્વર્ય વડે જગતમાં કૃષ્ણ કે ક્રાઇસ્ટ જેવા મહાત્મા રૂપે તેમજ સૂક્ષ્મ ભુવન એટલે સ્વર્ગ ભુવન ઉપર દેવતાઓ એટલે ફીરે-સ્તાઓ રૂપે પ્રકટ થાય છે એમ જાણે છે, તેથી તેઓની છબી એટલે મૂર્તિ બનાવી તેની મારફતે એકજ ખુદાને ભજે છે.

છબી અથવા મૂર્તિ ચિત્તને એકાગ્ર કરવામાં સાધારણ મગજ શક્તિ વાળી પ્રજા માટે ખરૂં ઉપયોગી સાધન છે. ગુરૂ-ઓની તે યુક્તિનું તોલ કર્યાં વિના હસી કહાડવી એ ભુલ છે. છબી અથવા મૂર્તિનેજ સઘળા હિન્દુઓ ખુદા સમજે એટલી મૂર્ખ પ્રજા છે એમ માનવું ભુલ ભરેલું છે તે આગળ ચાલતાં સમજાશે.

ઉપર સમજાવ્યા પ્રમાણે કર્મ માર્ગ પાળતાં અને પૂનર્જન્મો થતાં અંતઃકરણ શુદ્ધ થાય છે, અને બુદ્ધિ બળ ખીલે છે ત્યારે આ જગતના સુખભોગ તૃપ્તિ આપતા જણાતા નથી, અને મૂર્તિઓને બદલે જેની તે મૂર્તિઓ છે એવા પરમાત્મા એટલે ખુદાને જાણવાની ઇચ્છા થાય છે ત્યારે તે મનુષ્યને અધિકાર એટલે લાયકાત પ્રાપ્ત થયલી કહેવાય છે. એવા અધિકારી પુરૂષ કોઇ રૂષિ મહાત્માને શરણે જાય છે ત્યારે તેઓ શ્રી કૃપા કરીને તેને વેદાંન્ત શીખવે છે. એવી રીતે હિન્દુસ્થાનની વસ્તી બહુ મોટી છતાં અધિકારી પુરૂષોની સંખ્યા નાની હોવાથી, વેદાન્ત પાળવાવાળી વસ્તી નાની છે પણ ખરેખરી શાંન્તિ તેઓ ભોગવે છે તેમાં શક નથી.



# વેદાન્ત.

સાધારણ સમજ શક્તિવાળી પ્રજા માટે વેદના સર્વ સાધારણ ધર્મની ટુંક સમજણ ઉપર આપી ગયા. હવે જેઓ બ્રહ્મજ્ઞાન જાણવા જેવી તિક્ષણ બુદ્ધિ ધરાવે છે તેઓ માટે વેદાન્ત છે. તેનું સ્વરૂપ કેવું છે તે જોઇએ. સઘળા જ્ઞાનનો અંત એટલે છેડો તે વેદાન્ત કહેવાય છે. એનો અર્થ એ થાય છે કે જેનું જ્ઞાન થવા પછી બીજું કોઇ જ્ઞાન થવાનું બાકી રહેતું નથી તેનું નામ વેદાન્ત, અને વેદાન્ત એટલે આત્મજ્ઞાન અને આત્મજ્ઞાન તેજ બ્રહ્મજ્ઞાન છે. પરમાત્મા અને તેની માયાશકિત એટલે જુદા અને તેની કુદરતને લગતું જ્ઞાન તે વેદાન્ત છે.

તવારીખ જાણમાં છે ત્યારથી હિન્દુ મહા પુરૂષો આ જ્ઞાન જાણતા તથા પાળતા આવ્યા છે, અને થોડે થોડે સમયે નવા મહા પુરૂષો તે જાણી તથા પાળી તેના સત્યની ખાતરી આપતા રહ્યા છે. આ જમાનામાં પણ યુનીવરસીટીની M. A. ની ડીગ્રીવાળા સ્વામી વિવેકાનંદ તથા સ્વામી રામતિર્થ નામના જુદા જુદા સ્થળે એ મહા પુરૂષોએ આજ વેદાન્ત પાળી, તેના સત્યનો સંદેશો હિદુસ્થાન, યુરોપ, અમેરીકા, જાપાન વિગેરે દેશોમાં ભાષણો દ્વારા પહોંચાડયો છે, અને જાહેર કર્યું છે કે જેમ તેઓ વેદાન્ત પાળી સત્ય જોઇ શકયા છે, તેમ બીજાઓ પણ પાળશે તો સત્ય જોયા વગર રહેશે નહિ. એવી રીતે વેદાન્ત કાંઇ એક આદમીની કલ્પના શક્તિનું કાર્ય નથી, પણ વખતો વખત જુદા જુદા મહા પુરૂષોએ સિદ્ધ કીધેલું એક મહાન સત્ય છે. તે જાણી તથા પાળી જોયા વગર નહિ માનવાનું કશું કારણ નથી.

વેદમાં સિદ્ધિ પ્રાપ્ત કરી જગતમાં મોટા ચમત્કારો કરી શકાય તેવાં શિક્ષણો પુષ્કળ છે, પણ વેદાન્ત તેને ઉત્તેજન આપતું નથી, કેમકે તે તેને બ્રહ્મજ્ઞાનથી પાછળ હઠાવનારૂં માને છે. સિદ્ધિ જગત સાથે બંધન નિપજાવે છે, તે જ્ઞાનીઓ પસંદ કરતા નથી, અને જીંદગીની છેવટની નેમ મુક્તિ છે તે મેળવવાના એકલાં સાધન વેદાન્તને જાણતા તથા પાળતા રહ્યા છે. પોતાના ચેલાઓને ભમાવવા કામ લાગે તેવા કશા ભેદ ભરમવાળા ઠગ ગુરૂઓને વેદાન્ત પૂરા પાડતું નથી; પણ દરેક ચમત્કારના તેનાં જ્ઞાન વડે ખુલાસા થઇ જાય છે. મુક્તિ મેળવવા ઇચ્છતા જ્ઞાનીઓને તેમજ જગતમાં જય ઇચ્છતા સંસારી પુરૂષોને વેદાન્ત એક સરખું ઉપયોગી છે. સર્વ સાધારણ ધર્મ એટલે કર્મ માર્ગવાળા ધર્મમાંથી ચાલાક બુદ્ધિવાળાઓને સંતોષ મળતો નથી, અને તેમને વેદાન્તની ખબર હોતી નથી, ત્યારે તેઓ A'theism કે Bolshevism વિગેરે નહિ ઇચ્છવા જોગ નાસ્તિક માર્ગો ઉપર ઉતરી પડે છે, તેવાઓનો તો વેદાન્ત સાચો રક્ષક છે.

વેદાન્ત પાળવા માટે અમુક ધર્મગુરૂ કે ધર્મસ્થાન અથવા અમુક દેશ, લેબાશ, કે ન્યાત જાતજ હોવા જોઇએ એવું કશું ફરજયાત હોતું નથી. તેમજ તે પાળવામાં પૈસાનો તો જરાએ ખપ નથી, કેમકે તે જ્ઞાન કાંડ એટલે જ્ઞાન માર્ગ છે. જ્ઞાન વિચાર વડે થાય છે અને વિચાર મન વડે કરી શકાય છે, એવી રીતે વેદાન્ત પાળવા માટે પવિત્ર મન એટલે અંતઃકરણ સિવાય બીજાં કશાંની જરૂર પડતી નથી. તેથી વેદાન્ત પાળવાથી કોઇ વટળી જતું નથી, પણ દરેક સ્થળે, દરેક સ્થિતિએ, અને દરેક સમયે, દરેક મનુષ્ય વેદાન્ત પાળી શકે છે.

## પરમાત્માનું સ્વરૂપ

દર્શાવતાં વેદાન્ત કહે છે કે પરમાત્મા સર્વ વાતે પૂરો એવો પૂર્ણ છે, એટલે તે સર્વજ્ઞ, સર્વ શક્તિમાન અને સર્વ વ્યાપક છે. સર્વજ્ઞ હોવાથી, આવાં બ્રહ્માંડો માયાશક્તિદ્વારા રચવા જેટલું પૂરતું જ્ઞાન તે ધરાવે છે; સર્વ શક્તિમાન હોવાથી, આવાં બ્રહ્માંડો ઉત્પન્ન તથા લય કરી શકે એટલી શક્તિ તે ધરાવે છે; અને સર્વ વ્યાપક હોવાથી, સઘળી વસ્તુઓને સઘળાં ભુવને નિયમમાં રાખી શકે છે, અને સઘળી વસ્તુઓની અંદર તથા બહાર વ્યાપી રહ્યો છે. પરમાત્મા સૌથી સૂક્ષ્મ ચૈતન્ય છે, તેથી સઘળા જડ પદાર્થોના ભિત્તરમાં રહેલો છતાં અલગ છે, તેમજ તેના ભાગ પાડી શકાય નહિ એવો અખંડ છે.

તે અનાદિ એટલે શરૂઆત વગરનો તથા અનન્ત એટલે અંત વગરનો છે, તેથી તે એકજ છે,* અને નિર્વિકાર તથા નિરાકાર છે. તે હીલચાલ કરતો નથી, કેમકે જવા આવવા માટે કોઈ જગ્યા કે ભુવન તેનાથી ખાલી નથી. તે તો સ્થિર, સ્વયંપ્રકાશ છે, એટલે પોતે પોતાની ખુબી વડેજ સદા પ્રકાશમાન છે, તેને પ્રકાશવાવાળી અન્ય કોઈ વસ્તુ નથી, પણ તે પોતે પોતાનીજ ખુબી વડે ત્રિકાળમાં વગર ફેરફારે એકસરખું અસ્તિત્વ ભોગવે છે; તેથી પરમાત્માજ માત્ર એક સત્ય છે એમ કહેવાય છે. ટુંકમાં વર્ણવતાં વેદાન્ત પરમાત્માને સચ્ચિદાનંદ સ્વરૂપ કહે છે.

## મનુષ્યનું સ્વરૂપ.

નજરે પડતું મનુષ્યનું એક શરીર એકેકથી સૂક્ષ્મ એકેકમાં સમાઇને રહેલાં એવાં સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીર મળીને ત્રણ શરીરોના સમુહવાળું બનેલું હોય છે. પ્રાણ, અપાન,

વ્યાન, સમાન, અને ઉદાન એવા પાંચ પ્રાણ, અને પ્રાણ વડે કર્મોમાં પ્રવર્તવાવાળી વાણી, હાથ, પગ, ગુદા તથા જનેન્દ્રિય મળી પાંચ કર્મેન્દ્રિયો, તથા આંખ, કાન, નાક, જીભ અને ત્વચા મળી પાંચ જ્ઞાનેન્દ્રિયો, તથા તેના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ વિષયોનું જ્ઞાન અંતઃકરણ વડે થાય છે. તે અંતઃકરણ સહિત એ ત્રણે શરીરો જડ હોય છે. એવા મનુષ્યદેહના અંતઃકરણમાં સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા પ્રકાશે છે, તેને ઓળખને ખાતર આત્મા કહે છે, પણ ખરેખરૂં જોતાં આત્મા અને પરમાત્મા એકજ છે, જુદા નથી.

## અંતઃકરણનું સ્વરૂપ.

બીજમાં વૃક્ષ અપ્રકટ રહેલું હોય છે તેમ અંતઃકરણ કારણ શરીરમાં અપ્રકટ રહે છે, અને સૂક્ષ્મ શરીરમાં સૂક્ષ્મ રૂપે તથા સ્થૂલમાં સ્થૂલ રૂપે પ્રકટ રહે છે, તેથી જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં અંતઃકરણની વૃત્તિઓ ચંચળ રહે છે, પણ સુષુપ્તિ એટલે ભરઉંઘની હાલતમાં કારણ શરીરમાં લય પામેલી રહે છે.

પરમાત્માની માયા શક્તિ સત્વગુણી, રજોગુણી અને તમોગુણી એવી ત્રિગુણાત્મક છે. અને મનુષ્ય દેહ આકાશ, વાયુ, અગ્નિ, પાણી, તથા પૃથ્વિ એવાં જે પંચમહા ભૂતોનો બનેલો છે તેઓની ઉત્પતિ તે મૂળ માયાશકિત થકી હોય છે, તેથી મનુંષ્યની પ્રકૃતિ ત્રિગુણાત્મક હોય છે. સત્વગુણ વડે જ્ઞાનશક્તિ છે, તે જ્ઞાનશક્તિને વ્યવહારમાં મુકવાવાળું અંતઃકરણ છે, સઘળી ઇન્દ્રિયોનું જ્ઞાન એ અંતઃકરણ થકી થાય છે. એવી રીતે અંતઃકરણું સત્વગુણના પરીણામ રૂપ છે.

રજોગુણ વડે ક્રિયા શક્તિ છે. તેને વ્યવહારમાં મુકવા વાળો પ્રાણ છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સર્ય એ રજોગુણના વિષયો છે. તેમાં પ્રવર્તવા સઘળી ક્રિયા પ્રાણ ગતી આપે છે તેથીજ થાય છે. એવી રીતે પ્રાણ રજોગુણના પરીણામ રૂપ છે.

તમોગુણ વડે આવરણ શક્તિ છે. તેના વિષયો, પ્રમાદ, આળસ્ય, અજ્ઞાન, વિગેરે પશુ વૃત્તિઓ છે, એટલે માત્ર જડ વાસનાઓનો સમુહ છે, અને તેનુંજ સુક્ષ્મ શરીર બનેલું હોય છે. સુર્યને ઢાંકનારં વાંદળાંની પેઠે એ વાસનાઓ આત્માને આવરણ રૂપ છે, એવી રીતે સંસ્કાર એટલે વાસનાઓ તમોગુણના પરીણામ રૂપ છે.

અંતઃકરણને મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એવી ચાર વૃત્તિઓ છે. અંતઃકરણ એકજ છે, છતાં તેની પ્રકૃતિ એવી છે કે પ્રસંગોપાત મનરૂપ, બુદ્ધિરૂપ, કે ચિત્તરૂપ બની જાય છે અને પાંચે જ્ઞાનેન્દ્રિયોના વિષયોનું ભાન કરાવે છે.

પ્રત્યેક મનુષ્યના સંસ્કાર એટલે વાસના વિચાર રૂપે પ્રકટ થાય છે. પ્રાણની ગતી વડે વાસનાઓ ચાલુ સ્ફુર્યા કરે છે તે મન વડે પ્રકટ થાય છે. એવી રીતે ચાલુ વિચાર કલ્પના કરાવનાર મન છે. મન સંસ્કાર એટલે વાસનામય હોય છે. જેવી વાસના તેવા વિચાર હોય છે. શરીરમાં અહંતા એટલે "હું શરીર છું," અને સ્ત્રિ પૂત્રાદિમાં મમતા એટલે "સ્ત્રિ પૂત્રાદિ મારાં છે," એવા વાસના વિચારો મન વડેજ પ્રંકટ થાય છે. લોક વાસના, શાસ્ત્ર વાસના, અને દેહ વાસના મળી ત્રણ વાસનાઓ મન વડે પ્રકટ થાય છે, એટલે પોતાના દેશ, જાતી, તથા પોતાના ધર્મ-

શાસ્ત્ર, તથા પોતાનો દેહ બીજા સઘળાંનાં કરતાં શ્રેષ્ટ છે એવા વિચારો ઉત્પન્ન થાય છે. તેથી એ ત્રણ વાસનાઓ જ્ઞાન થવામાં ત્રણ મોટી નડતરો સમાન છે. વાસનાઓને વિચારો રૂપે પ્રકટ કરી, મોહ લગાડી, કર્મો ભરપાઈ કરવા, પૂનર્જન્મોના ફેરામાં પડવાનાં કારણ રૂપે મન છે ખરૂં; પણ પૂનર્જન્મો લેતાં વાસનાઓ શુદ્ધ થયા પછી આત્મજ્ઞાનની શુદ્ધ વાસના, વિચારો રૂપે પ્રકટ કરી, મન મોક્ષના કારણ રૂપ પણ થઇ પડે છે.

અંતઃકરણની ચિત્તવૃતિ વડે પાંચે ઇન્દ્રિયોના વિષયોનું જ્ઞાન થાય છે. ચક્ષુદ્વારા ચિત્તવૃતિ હરકોઇ પદાર્થ સુધી પહોંચી જાય છે, અને પદાર્થાકાર થઇ તુરત અંતઃકરણમાં પાછી વળે છે ત્યારે અંતઃકરણ તે સ્વરૂપ પકડે છે, અને તે પદાર્થ જોયો એવું મનુષ્યને ભાન થાય છે. કાને અઠડાતો ધ્વનિ, નાકે અઠડાતી સુગંધ, વિગેરે પાંચે જ્ઞાનેન્દ્રિયોના વિષયોનું ભાન એ ચિત્તવૃતિ વડેજ થાય છે એમ વેદાન્ત કહે છે, કેમકે જ્યારે ચિત્ત બીજે ઠેકાણે રોકાયલું હોય છે ત્યારે આંખ સામેના પદાર્થો કે કાને પડતા શબ્દોનું ભાન થતું નથી. અંતઃકરણ ચિત્ત વડે જે આકાર પકડે છે તે, બીજો વિચાર કે આકાર થાય ત્યાં સુધી કાયમ રહે છે. એ ચિત્ત વડે અગાઉ પકડેલા આકારોને ઘણી વાર અંતઃકરણ પાછા પણ રજુ કરે છે, તેથી તે પદાર્થોનું સ્મરણ થયું એમ કહેવાય છે, અને જાગ્રત અવસ્થાના પદાર્થોના આકાર ઉંઘતી વખતે રજુ કરે છે, તેમજ જાગ્રતમાં નહિ જોયલા એવા સૂક્ષ્મ ભુવન ઉપરના પદાર્થોના આકાર પકડે છે, તે સ્વપ્નામાં આવા પદાર્થો જોયા એવું ભાન કરાવે છે. જેટલું ચિત્ત દ્રઢ હોય છે તેટલો દેખાવ વધારે ચોક્કસ હોય છે, અને

ચિત્ત જેટલું ભમતું હોય છે તેટલો દેખાવ અચોક્કસ જણાય છે. જે વાસના કર્મબળથી પરીક્વ થઇ હોય છે એટલે ફળવાની તૈયારીમાં હોય છે તે સૂક્ષ્મ ભુવન ઉપર પ્રથમ સ્વપ્નાવસ્થામાં અંતઃકરણમાં પ્રકટ થાય છે તેવીજ જાગ્રત અવસ્થામાં ફળે છે તે સ્વપ્ન ખરૂં પડયું કહેવાય છે. એવું ચિત્ત ઇન્દ્રિયોના વિષયોનું સ્મરણ કરાવતું રહીને કર્મબંધન નિપજાવી પૂનર્જન્મોના ફેરામાં પડવાના કારણરૂપ છે ખરૂં, પણ પૂનર્જન્મો લેતાં અશુદ્ધ વિષય વાસના મટીને આત્મજ્ઞાનની શુદ્ધ વાસના ઉત્પન્ન થવાથી, મનમાં આત્મજ્ઞાનના શુદ્ધ વિચારો પ્રકટ થાય છે ત્યારે એજ ચિત્તને આત્મધ્યાનમાં ચોંટાડીને અંતઃકરણ આત્માના સચ્ચિદાનંદ સ્વરૂપનું ભાન કરાવે છે.

જે વાસના દ્રઢ હોતી નથી તે સાધારણ વિચારો રૂપે અંતઃકરણની જે વૃતિ વડે પ્રકટ થાય છે તે મન છે, અને પ્રત્યેક મનુષ્યના જે સંસ્કાર એટલે વાસના દ્રઢ હોય છે તેનો નિશ્ચય કરવાવાળી વૃતિ વડે અંતઃકરણ પ્રકટ કરે છે તેને બુદ્ધિ કહે છે. મન તથા ચિત્ત વડે પ્રકટ થયેલા વિચારો અને વિષયોને પસંદ અથવા નાપસંદ કરવાની એ બુદ્ધિ મુખત્યારી ધરાવે છે. પસંદગીવાળા વિચારો તથા વિષયોને અહંકાર વૃતિ વડે અંતઃકરણ વ્યવહારમાં મુકીને કર્તા ભોકતા હું છું એવું ભાન કરાવે છે. એવી રીતે વ્યકિતત્વ રચાય છે અને હુંપણાના ભાનમાં સહુકોઇ પોતપોતાના સંસ્કાર એટલે વાસના ને અનુકુળ કાર્યો કરે છે, અને સઘળાં અંતઃકરણના પ્રકાશક આત્મા એટલે પરમાત્મા એકજ હોવા છતાં, સંસ્કાર એટલે વાસના જુદી જુદી હોવાથી, અંતઃકરણોની વૃતિઓ પણ જુદી જુદી હોય છે, અને પોતાની વૃતિને અનુકુળ પદાર્થની પ્રાપ્તિ થકી સુખ, અને પ્રતિકુળ પદા-

ર્થની પ્રાપ્તિ થકી દુઃખનું ભાન થાય છે, અને સંસ્કાર પ્રમાણે સહુની પસંદગી પણ જુદી જુદી હોય છે. તેથી એકજ વસ્તુ એક જણને પ્રિય તો બીજાને અપ્રિય થઇ પડે છે. એવી સ્થિતિ હોવાથી સઘળા અનર્થનું મૂળ અશુદ્ધ સંસ્કાર એટલે જડ વાસના છે, તેને શુદ્ધ કરવાનો વેદાન્ત આગ્રહ કરે છે. એ સંસ્કાર એટલે વાસનાઓનુંજ અનાદિ કાળથી સૂક્ષ્મ શરીર બનેલું હોય છે. તે વાસના છુટવી સહેલી નથી, છતાં વેદાન્ત તે માટે અચુક ઉપાયો બતાવે છે તે જાણવા તથા વ્યવહારમાં મુકવાથી વાસનાઓને જીતી શકાય છે.

## આત્માનું સ્વરૂપ.

મનુષ્ય દેહના સ્થૂલ શરીરને અન્નમય કોશ કહે છે તે અન્ન વડે નિભે છે પણ ગતી માટે પ્રાણને આધારે રહે છે. પ્રાણ તેને છોડી દે છે ત્યારે તે મુડદું થઇ પડે છે. પ્રાણ વડે ગતી છે ખરી, પણ તે ગતીને દોરવનાર અંતઃકરણ છે. એ અંતઃકરણ પોતાની વૃતિઓ વડે વ્યવહાર ચલાવી શકે છે, તે તેની અંદર પ્રકાશતા સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માને લીધે છે. અંતઃકરણમાં પ્રતિબિંબ રૂપે પ્રકાશતા પરમાત્માનેજ આત્મા કહે છે, અને તે સચ્ચિદાનંદ સ્વરૂપ છે. એને કશું કર્તૃત્વ નથી, એ તો માત્ર દીવાની પેઠે સાક્ષી જેવો પ્રકાશમાન રહે છે. લોહચુંબકના બળ વડે લોઢાનો કકડો ચેષ્ટા કરે છે તેમ અંતઃકરણમાંના આત્માને લીધે અંતઃકરણ તથા પ્રાણ ઇત્યાદિ પોતપોતાના શરીરોનો વ્યવહાર ચલાવે છે, અને તેના પરીણામો દેહનેજ ભોગવવાનાં છે. એટલે સુખદુઃખની લાગણી અંતઃકરણ સુધીજ હોય છે. આત્માને તે પહોંચી શકતી નથી, કેમકે આત્મા ત્રણે શરીરોથી પર છે, અને તે સહુથી સૂક્ષ્મ હોવાથી ભિત્તરમાં છતાં અલગ હોય છે.

આત્માના અસ્તિત્વ વડે સઘળાનું અસ્તિત્વ છે, અને તેના જ્ઞાન વડે સઘળી વસ્તુનું જ્ઞાન થાય છે, અને તે આનંદ સ્વરૂપ હોવાથી સઘળા આનંદનું મૂળ તે છે. જેઓને આત્મ સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થયું છે તેઓ ખાતરી આપે છે, કે તેઓએ અખંડ આનંદનો અનુભવ કરીને સચ્ચિદાનંદ સ્વરૂપ વર્ણવ્યું છે, અને તેઓને પગલે જેઓ ચાલશે તેઓ પણ તેનો અનુભવ કરશેજ.

આત્માના સચ્ચિદાનંદ સ્વરૂપનો મનુષ્યના અંતઃકરણમાં આભાસ રહે છે. જેમકે આજુબાજુ લોકોને મરતાં જોવા છતાં, પોતાને જાણે મરણ નથી આવવાનું એમ ભ્રાન્તીમાં મનુષ્ય રહે છે, તે અમર આત્માના સત સ્વરૂપના આભાસને લીધે છે. અને સઘળા પોતાનેજ ડાહ્યા જ્ઞાની સમજે છે તે આત્માના જ્ઞાન સ્વરૂપના આભાસને લીધે છે, અને મનુષ્ય માત્ર સુખી એટલે આનંદમય રહેવા માંગે છે તે આત્માના આનંદ સ્વરૂપના આભાસને લીધે છે. મનુષ્ય બુદ્ધિને જ્ઞાનેન્દ્રિયો જોડે સમ્બન્ધ હોવાથી તે દ્વારા આનંદ શોધે છે. પણ કર્મના કાયદાને લીધે માંગે તેવું મળતું નથી ત્યારે આડાઅવળા કાર્ય કરવાથી કર્મ બંધન એટલે પાપ પૂન્ય થતાં રહે છે. તે કર્મના ફળ ભોગવવા મનુષ્ય ફરી ફરી અવતરે છે અને ફરી ફરી મરે છે. પ્રાણી માત્ર સ્વતંત્રતા ઇચ્છે છે તે આત્માની સ્વતંત્રતાના આભાસને લીધે છે.

આખરે અનુભવથી જ્ઞાન થાય છે કે ઇન્દ્રિય સુખ હમેશનું એટલે નિત્ય હોતું નથી, અને તૃપ્તિ આપતું નથી, કેમકે મળે તે કરતાં અધીકજ મેળવવાની તૃષ્ણા થયા કરે છે, ત્યારે શાશ્વત સુખ ક્યાંથી મેળવવું તેની શોધ કરે છે. તેવા અધીકારીને

વેદાન્ત શીખવે છે કે સઘળા સુખનું મૂળ આત્મા છે, તેને ભુલી જઇને ઇન્દ્રિયો વડે જગતમાંથી સુખ શોધવા જેમ બુદ્ધિ એકાગ્ર કરો છો, તેમ જગતની વિષયવાસનાને ભુલી જઇને આત્મામાં બુદ્ધિ એકાગ્ર કરશો, તો શાશ્વત સુખનો અનુભવ થશે એમાં શક નથી.

## જીંદગીનું સ્વરૂપ.

આ જગતમાં પ્રાણી માત્રને ત્રણ અવસ્થામાં કાળ ગાળવાનો છે. પ્રથમ જાગ્રત અવસ્થાનો વ્યવહાર અંતઃકરણની વૃતિઓ વડે પોતાના સંસ્કાર મુજબ સ્થૂલ શરીર ચલાવે છે. બીજી સ્વપ્નાવસ્થામાં પણ પોતાના સંસ્કાર મુજબ અંતઃકરણની વૃતિઓ વડે સૂક્ષ્મ શરીરમાંજ વ્યવહાર ચાલે છે. મહાત્માઓ પોતે મેળવેલી શકિત વડે સૂક્ષ્મ શરીરને દુર લાવ લઇ જાવ કરી શકે છે, પણ સઘળાં સાધારણ મનુષ્યોનાં સૂક્ષ્મ શરીરો સ્વપ્નાવસ્થામાં સ્થૂલ શરીર છોડીને દુર જતા આવતા નથી. પ્રત્યેક-મનુષ્યના પોતાના સંસ્કાર એટલે વાસના મુજબના પોતાના અંતઃકરણની વૃતિઓ વડે પોતાના સૂક્ષ્મ શરીરમાંજ ઉત્પન્ન થતા વિચારો તથા દેખાવો સત્ય હોય તેવાં ભાન સાથે જુએ છે. પિતૃઓ, દેવતાઓ કે ઇન્દ્રિય ભોગના પદાર્થો વાસના મુજબ અંતઃકરણમાં પ્રગટ થાય છે તેને સ્વપ્નમાં જોયા એમ સમજાય છે. વેદાન્ત તેને અસત્ય અને મિથ્યા કહે છે, કેમકે તે દેખાવનું અસ્તિત્વ માત્ર કલ્પના થકી હોવાથી સત્ય નથી, અંતઃકરણના ભિત્તરમાં રહેલા સત્ય આત્માના આભાસને લીધે તે સત્ય જેવું ભાસે છે. બાકી વસ્તુત કાંઇએ નથી. ત્રીજી ભર ઉંઘની હાલત એટલે સુષુપ્તિ અવસ્થામાં અંતઃકરણની મન બુદ્ધિ તથા ચિત્ત વૃતિઓ કારણ શરીરમાં લય પામી રહે છે, તેથી તે અવસ્થામાં

કોઇ વિચાર આકાર કે નિશ્ચય જણાતાં નથી, પણ માત્ર પરમ શાન્તિવાળી સુખાવસ્થાનું ભાન "હું સુખે સુતો" એવી અહંકાર વૃતિ વડે થાય છે. એ જુદી જુદી ત્રણે અવસ્થાઓનો એકજ આત્મા એકસરખો સાક્ષી જેવો પ્રકાશમાન છે તેને લીધેજ ત્રણે અવસ્થા પ્રકાશે છે એટલે ત્રણે અવસ્થાનો અનુભવ થાય છે. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીર એકેકમાં સમાઇને રહેલાં છે. તે શરીરોને બરના તેવીજ રીતે જગતના અનેક ભુવનો એકેકમાં સમાઇને રહેલાં છે. પ્રારબ્ધ એટલે પૂર્વેના કર્મબળના પ્રમાણમાં સ્થૂલ શરીર ટકે છે. જ્યારે અમુક મનુષ્યનું સગાસ્નેહિઓવાળાં પોતાના જગત સાથેનું લેહણું દેવું ભરપાઇ થઇ રહે છે કે તુરત પ્રાણ તે સ્થૂલ શરીરને છોડી દે છે તે બનાવને મોત કહે છે, અને નવા કીધેલા કર્મના પ્રમાણમાં કારણ શરીર અને સૂક્ષ્મ શરીર મળી બે શરીરોવાળી જીંદગી સ્વર્ગ નર્કાદિ ભોગવવા સૂક્ષ્મ ભુવન ઉપર શરૂ થઇ પુરી થાય છે, અને ભલાં ભૂંડા કર્મોનાં ફળ ભોગવવાથી અનુભવ વધે છે તેથી સૂક્ષ્મ શરીરમાંના સંસ્કારોમાં સુધારો થાય છે. કર્મો જડ ભુવનને અસર કરનારાં તેમજ અંતઃકરણની વૃતિઓ વડે સૂક્ષ્મ ભુવનને પણ અસર કરનારાં એવાં બન્ને ભાગ એવડાં નિપજે છે, તેથી જગત એટલે જડ ભુવન ઉપર તથા સ્વર્ગ નર્કાદિ સૂક્ષ્મ ભુવન ઉપર એમ બન્ને ભુવનો ઉપર ભોગવવાં પડે છે. એવી સ્થિતિ હોવાથી કારણ શરીર તથા સૂક્ષ્મ શરીર સૂક્ષ્મ અંતઃકરણ સહિત નવા અનુભવ સાથે જગત એટલે જડ ભુવન ઉપર પાછો જન્મ લેવા નવું સ્થૂલ એટલે જડ શરીર ધારણ કરે છે. તે કેવી રીતે નવું શરીર ધારણ કરે છે તે હિન્દુ મહા-

તમાઓ બારીક વિગતે ખાતરજમા થાય તેમ સમજાવી શકે છે. ખરા જીજ્ઞાસુઓએ તેવા ગુરૂને શરણે જઇ બારીક વિગતે તે શીખી લેવું. એવી રીતે ઉપર સમજાવ્યા પ્રમાણે, સ્થૂલ શરીર સહિત, જગત એટલે સ્થૂલ ભુવન ઉપર, અને સૂક્ષ્મ શરીર સહિત, સ્વર્ગ નર્કાદિ સૂક્ષ્મ ભુવન ઉપર, પ્રત્યેક મનુષ્યનું સલંગ જીવન ચાલુ રહે છે.

## મુક્તિ.

જગત માયાશક્તિ વડે પ્રકટ થયું છે તેથી તેની પેઠે ત્રિગુણાત્મક છે. તમોગુણ વડે વાસના છે, અને વાસના વડે જગત છે. તેથી પ્રથમ અવસ્થામાં ત્રણે ગુણોમાં તમોગુણ પ્રબળ રહે છે, અને રજોગુણ અને સત્વગુણ લય પામેલાં રહે છે. તમ તે અજ્ઞાન છે, પણ પૂનર્જન્મો થતાં જ્ઞાન વધે છે ત્યારે રજોગુણ તથા સત્વગુણ પ્રબળ થાય છે, અને તમોગુણ લય પામેલો રહે છે. એમ કરતાં તમોગુણ તથા રજોગુણ બન્ને સત્વગુણમાં લય પામે છે. સત્વગુણ વડે જ્ઞાનશક્તિ છે, એટલે જ્ઞાનમાં અજ્ઞાન લય પામી જાય છે ત્યારે જ્ઞાન છેવટે આત્મધ્યાન વડે આત્મામાં લય થઇ જાય છે.

એવી રીતે અનુભવ વધતાં શારીરીક વિષયવાસનાનું સુખ અસત્ય અને મિથ્યા સમજાતું જાય છે, એટલે વાસના શુદ્ધ થતી જાય છે, અને સત્ય એટલે શાશ્વત સુખના ઉપાયની શોધ કરતાં આત્મજ્ઞાન મળી આવે છે, અને તેના શિક્ષણો જાણવા પાળવાથી, જ્યારે સ્થૂલ તેમજ સૂક્ષ્મ ભુવનોના ભોગ ભોગવવાની વાસના રહેતી નથી ત્યારે વાસનામય સૂક્ષ્મ શરીર પણ રહેતું નથી. જ્યાં સુધી વાસના રહે છે ત્યાં સુધી સૂક્ષ્મ શરીરનો અંત

આવતો નથી, વાસના છુટવાથીજ પૂનર્જન્મ લેનારા સૂક્ષ્મ શરીરનો અંત આવે છે અને પૂનર્જન્મ બંધ પડે છે. આરસી ભાંગી જવાથી તે અને તેમાં પડતું પ્રતિબિંબ હતાં નહિ તેવાં થઇ જાય છે તેમ અંતઃકરણવાળા સૂક્ષ્મ શરીરનો અંત આવવાથી એક વ્યક્તિનું અંતઃકરણવાળું શરીર અને તેમાં પડતું પરમાત્માનું પ્રતિબિંબ એટલે આત્મા હતાં નહિ તેવાં થઇ જાય છે, અને કેવળ પરમાત્માજ પ્રકાશમાન બાકી રહે છે. એ સ્થિતિને મોક્ષ કહે છે અને અનાદિ કાળથી દુઃખ સુખ ભોગવતી એક જીંદગી એટલે એક વ્યક્તિને મુક્તિ મળી કહેવાય છે.

## જગતની ઉત્પતિ અને પ્રલય.

જગતનું અમુક સ્વરૂપ અને તે માટેની ઇચ્છા એટલે વિચાર પરમાત્માની માયાશકિત દ્વારા અનાદિ કાળથી અતિ સૂક્ષ્મ ભુવન ઉપર એકી વેળા પ્રકટ થઇને જગતના કારણ શરીરમાં બીજ રૂપે હોય છે. તેમાંથી ખીલીને સૂક્ષ્મ ભુવન અને સૂક્ષ્મ પદાર્થો પ્રકટ થાય છે, અને તેમાંથી સ્થૂળ ભુવન અને સ્થૂળ પદાર્થો પ્રકટ થાય છે ત્યારે તે જગતરૂપે નજરે પડે છે. પરમાત્માની માયાશક્તિ પરમાત્માની પેઠે અનાદિ હોવીજ જોઇએ. તેથી તે ત્રિગુણાત્મક માયાના તમોગુણ વડે વાસના એટલે સંસ્કારો પણ અનાદિ છે, અને વાસનાને લીધે કર્મ છે અને કર્મને લીધે વાસના છે, એવી રીતે કર્મ થકી પૂનર્જન્મ અને પૂનર્જન્મ થકી કર્મ અનાદિ કાળથી ચાલુ છે. બીજમાંથી વૃક્ષ અને વૃક્ષમાંથી બીજ પ્રકટ થાય છે, તેમાં બીજ પ્રથમ કે વૃક્ષ તે કહી શકાતું નથી, તેમ પ્રથમ કર્મ કે પ્રથમ જન્મ તે પણ કહી શકાય નહિ. પૂનર્જન્મમાં શંકા લાવનાર, પ્રથમ કર્મ કેવી રીતે ઉત્પન્ન થયું

હશે કે જે મુજબનો જન્મ થયો, એવો સવાલ કરે છે, તેણે આ ધ્યાનથી વાંચી સમજી લેવું, અને કર્મ અનાદિ છે તે મગજ કસી સમજણમાં ઉતારવું. તમો ગુણ વડે પ્રકટ થતી વાસનાઓ વડે જગત અને જગત વડે વાસનાઓ અનાદિ કાળથી છે, તેથી તમ એટલે અજ્ઞાન સહિત જગત અસ્તિત્વમાં છે, અને નજરે પડતું જગત કારણો અને કાર્યોની પ્રતિતિ માત્ર છે. પરમાત્માની માયાશકિત એવી છે કે પોતે પોતાનું સ્વરૂપ બદલ્યા વિના માયાશકિત દ્વારા આવાં જગતોરૂપે દેખાવ દે છે, અને એક વ્યક્તિ મરી જાય છે અને પાછો જન્મ લે છે, તેમ પરમાત્માનો જગત રૂપ દેખાવ પોતાની માયાશકિતમાં પાછો લય થઇ જાય છે તેને જગપ્રલય કહે છે, અને વળી પાછું જગત તેના સંચિત કર્મ પ્રમાણે પાછું પ્રકટ થાય છે એવું પરમાત્માનું ઐશ્વર્ય છે.

## મુક્તિનો ઉપાય જ્ઞાન.

ઉપર જોઇ ગયા તેમ જગત તમ એટલે અજ્ઞાન સહિત પ્રકટ થયું છે. પરમાત્માની પેઠે જગત અનાદિ એટલે શરૂઆત વગરનું છે, પણ તે પરમાત્માની પેઠે અનન્ત એટલે અંત વગરનું નથી, કેમકે તે માયાશકિતમાંથી પ્રકટ થાય છે અને તેમાં લય પણ થઇ જાય છે. તેમજ પ્રત્યેક મનુષ્યની જીંદગી અજ્ઞાન સહિત અનાદિ છે, કેમકે તમ એટલે અજ્ઞાન માયાશકિતને લીધે અનાદિ છે, પણ તે અનન્ત નથી, કેમકે જ્ઞાન થવાથી અજ્ઞાનનો લય થઇ જાય છે, અને જન્મનું મૂળ તમ એટલે અજ્ઞાન, સત્વ એટલે જ્ઞાન વડેજ નિર્મૂળ થઇ શકે છે. તે સિવાય બીજો કોઇ ઉપાય નથી. તે જ્ઞાન મળે એવા બીજા સઘળા ધર્મોએ રસ્તા બતાવ્યા છે, અને વેદાન્તનુંજ સત્ય ફેલાવ્યું છે, પણ તે તે કાળના તે

તે ગુરૂઓએ સમય જોઇ તે વેળાની મનુષ્ય બુદ્ધિને અનુકુળ પડતો વેદાન્તના આખા સત્યનો થોડો કે ઘણો ભાગ માત્ર બતાવ્યો છે. હિન્દુ રૂષિઓએ વેદાન્ત એટલે આખું સત્ય બતાવી દીધું છે. તે જાણવાથી પૂર્ણ જ્ઞાન થાય છે અને તે જ્ઞાન વડે અજ્ઞાન એટલે જગતને જીતી શકાય છે.

## જ્ઞાનનો ઉપાય વિચાર.

મુક્તિ જ્ઞાન થકી મળે છે, અને જ્ઞાન વિચાર વડે થાય છે, તેથી "હું કોણ છું ?" "આ જગતનો કર્તા કોણ હશે ?" "આ જગતનું ઉપાદાન કારણ એટલે જગતની ઉત્પતિ સ્થિતિ અને લયનું કારણ શું હશે ?" એવા વિચારો વડે જે જ્ઞાન થાય તે મુક્તિનો ઉપાય જાણવો.

પંચભૂતનું બનેલું જડ શરીર કે મન કે બુદ્ધિ તે "હું" નથી, પણ તેઓથી પર જુદો ચૈતન્યરૂપ આત્મા છું એવો વિચાર તે "હું કોણ છું ?" ના જ્ઞાનનું સાધન છે.

સંસ્કાર એટલે વાસનાઓ મુજબ અંતઃકરણની વૃતિઓ વડે સઘળાં કાર્ય થાય છે, અને કર્મના કાયદા પ્રમાણે આ સંસાર પ્રાપ્ત થયો છે, એવી રીતે આખું જગત સંસ્કાર વડે ઉત્પન્ન થયું છે એવો વિચાર "આ જગતનો કર્તા કોણ હશે ?" તેના જ્ઞાનનું સાધન છે.

પાણીના આધારે માટીના અનેક ઘાટના વાસણો ઉત્પન્ન થાય છે. તે વાસણોનું અસ્તિત્વ માટી વડેજ હોય છે, અને અંતે ભાંગી જઇ માટીમાંજ લય થઇને માટીજ બની રહે છે. તેમ પરમાત્માને આધારે પરમાત્માની મૂળ માયાશક્તિમાંથી નજરે પડતાં જગતની ઉત્પતિ છે. તેવીજ રીતે માયાશક્તિ થકીજ સ્થિતિ

છે, અને જગત અંતે પરમાત્માની માયાશક્તિમાંજ લય થઇ જાય છે. એવી રીતે જગતનું ઉપાદાન કારણ પરમાત્માની મૂળ માયાશક્તિ છે અને સઘળાનું મૂળ પરમાત્મા છે, એવો વિચાર બ્રહ્મજ્ઞાન એટલે આત્મજ્ઞાનનું સાધન છે, કેમકે જગતરૂપે પ્રકટ થવું તે પરમાત્માની માયાશક્તિ છે. અગ્નિનો જેમ દાહક તથા પ્રકાશક મૂળ સ્વભાવ છે, તેમ પોતાનું સ્વરૂપ બદલ્યા વિના આવા જગતરૂપે પ્રકટ થવાની પરમાત્માની કુદરત છે એટલે ઐશ્વર્ય છે.

જે સહુથી સૂક્ષ્મ ચૈતન્ય છે અને સઘળાં અંતઃકરણોની અંદર તથા બહાર વ્યાપી રહ્યો છે તે સ્વયંપ્રકાશ છે. તેના પ્રકાશ વડે સઘળું પ્રકાશે છે, એટલે દિવસનો પ્રકાશ તેમજ રાત્રિનો અંધકાર એ બન્નેનું તેના વડે જ્ઞાન થાય છે. તે અનન્ત છે, તેથી તે નિરાકાર, નિર્વિકાર અને એકજ છે. તેના વડેજ સઘળામાં "હું બુદ્ધિ" એકસરખી જણાય છે અને તેજ ચૈતન્ય વડે "હું" એવી વૃતિ પ્રકટ થાય છે. એવો ખરેખરો "બ્રહ્મરૂપે હું છું" એવા આત્મા પરમાત્માના એકત્વનો વિચાર તે મુક્તિના જ્ઞાનનું સાધન છે.

## જ્ઞાનને વ્યવહારમાં મુકવાના નિયમો.

વિવેક—મુક્તિ માટે નિત્ય અને અનિત્ય, વસ્તુની સમજણ એટલે આત્મા પરમાત્મા નિત્ય એટલે હમેશના કાયમ છે તેથી તે સત્ય છે, અને જગત અનિત્ય એટલે હમેશનું નહિ એવું ક્ષણભંગુર છે તેથી અસત્ય એટલે મિથ્યા છે, એવી સમજણ રાખવી તેને વિવેક કહે છે.

વૈરાગ્ય—આ લોક તેમજ પરલોક સમ્બન્ધી સર્વ ભોગ વસ્તુઓને અનિત્ય જાણી તેમાં અરૂચી રાખવી તેને વૈરાગ્ય કહે છે.

મુમુક્ષપણું—જગતમાં વૈરાગ રાખીને મુક્તિ થાય એવી તિવ્ર ઇચ્છા રાખવી તેને મુમુક્ષપણું કહે છે. એવી રીતે વિવેક, વૈરાગ્ય, અને મુમુક્ષપણાનો નિશ્ચય કરીને શમ, દમ, આદિ ૭ સંપતી પ્રાપ્ત કરવી.

શમ—ચિત્તને દોડાવ્યે ત્યાંજ દોડે એવું વશ રાખવું, જગતમાં કર્માનુસાર જે કામ કરવું પડે તેટલો વખત તે કામમાંજ ચિત્તને બાંધી રાખવું, કામ પૂરૂં થયું કે પરમાત્મ ચિંતનમાં લગાડી દેવું, છુટું દોડવા દેવું નહિ, તેને શમ કહે છે.

દમ—આંખ, કાન, વિગેરે જ્ઞાનેન્દ્રિયો મારફતે બહારની વસ્તુઓમાં ચિત્તને ઝુંકી જવા દેવું નહિ, અને બાહ્ય પદાર્થો શાશ્વત સુખ આપનારા નથી, નિત્ય નથી, એવા નિશ્ચયથી ચિત્ત સ્થિર રાખવું, તેને દમ કહે છે.

શ્રદ્ધા—સઘળી શંકાઓનું ખાત્રીપૂર્વક સમાધાન કર્યા પછી, ગુરૂ તથા વેદાન્તના શિક્ષણો સત્ય છે એવો પક્કો વિશ્વાસ રાખવો, તેને શ્રદ્ધા કહે છે.

સમાધાન—શરીરને તો કર્મફળ મળવાનુંજ છે એવી શ્રદ્ધા વડે ભૂત ભવિષ્યનો વિચાર ન કરતાં વર્તમાનમાંજ રહેવું, એટલે રોજનું નિત્ય કર્મ કરવાનું હોય તેમાં ચિત્ત રાખવું અને બાકીનો વખત પરમાત્મ ચિંતનમાંજ ગાળવો, તેને સમાધાન કહે છે.

ઉપરામ—સર્વ વિષયવાસના બંધનકર્તા છે, અંતે દુઃખરૂપજ છે, એવી તેના ઉપર દોષદષ્ટિ રાખવી અને તેને ગૃહણ ન કરવાં, તેને ઉપરામ કહે છે.

તિતિક્ષા—માન-અપમાન, દુ:ખ-સુખ, લાભ-હાની, ટાઢ-તડકો, વિગેરે જોડકાંને શાન્તિથી સહન કરવાં, વેઠી લેવાં, તેને તિતિક્ષા કહે છે. એવી રીતે વિવેક, વૈરાગ્ય અને મુમુક્ષપણું સહિત, શમ, દમ, આદિ છ સંપતી પ્રાપ્ત થવાથી ગુરૂ બતાવે તે યુક્તિ વડે પરમાત્મ ચિંતન કરવું.

## જ્ઞાનને વ્યવહારમાં મુકવાનું ફળ.

દરયાનાં પાણી સ્થિર હોય છે ત્યારે સૂર્યનું પ્રતિબિંબ સ્પષ્ટ જણાય છે. વાયુ શાંત હોય છે ત્યારે દીવાની જોત એક-સરખી સ્થિર પ્રકાશે છે. વાદળાં હોતાં નથી ત્યારે સૂર્ય ખુલ્લો પ્રકાશે છે. એવા એવા દાખલા આપીને વેદાન્ત શીખવે છે કે ઉપર બતાવ્યા પ્રમાણે જ્ઞાનને વ્યવહારમાં મુકવાના નિયમો પાળવાથી, અંતઃકરણની વૃતિઓ સ્થિર થાય છે, કેમકે તેથી વાસનાઓ દરયાના તરંગો એટલે મોજાઓની પેઠે ઉછળતી બંધ પડે છે, વાયુના વંટોળ્યાની પેઠે ઉડતી શાંત પડી જાય છે, અને વાદળાં-ઓની પેઠે છવાઇ રહેલી ખુલી જાય છે.

જ્યારે અંતઃકરણની સ્થિતિ એવી શાન્ત સ્થિર થઇ જાય છે ત્યારે તેમાં પરમાત્માનું પ્રતિબિંબ સ્પષ્ટ પ્રકાશે છે, અને અંતઃકરણ જગતના ચિંતન વડે જગત સ્વરૂપ બની જઇને જગતનું ભાન કરાવે છે, તેજ પ્રમાણે પરમાત્મ ચિંતન વડે પરમાત્મ સ્વરૂપ બની જાય છે, એટલે સચ્ચિદાનંદ સ્વરૂપ થઇ રહે છે, અને જેમ જ્ઞાનેન્દ્રિયો વડે જગતમાંથી મળતા અલ્પાનંદનું ભાન કરાવે છે, તેવીજ રીતે હવે આત્મા અને પરમાત્માના પૂર્ણ એકત્વનું ભાન કરાવે છે.

અંતઃકરણની વૃતિઓ પરમાત્મ ચિંતનમાં લય થઇ જાય છે ત્યારે જગતનાં પદાર્થોનું ભાન રહેતું નથી તે અવસ્થાને

તુરીયાવસ્થા કહે છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એવી ત્રણ અવસ્થાઓનો સઘળા મનુષ્યને અનુભવ થાય છે, તેમ એક યોગી અંતઃકરણ સ્થિર કરીને આવી ચોથી તુરીયાવસ્થાનો અનુભવ કરે છે. સુષુપ્તિ અવસ્થામાં અંતઃકરણની વૃતિઓ લય પામીને નિંદ્રાવશ રહે છે તેથી કશું ભાન રહેતું નથી, પણ આ તુરીયાવસ્થામાં અંતઃકરણ જાગ્રત અવસ્થાની પેઠે પરમાત્માના આનંદનું ભાન કરાવે છે, તે સ્થિતિને સમાધી કહે છે. હઠયોગીઓ પ્રાણ રોકીને અંતઃકરણની વૃતિઓ સ્થિર કરી એ અવસ્થા ભોગવી શકે છે, કેમકે સંસ્કાર એટલે વાસનાઓ પ્રાણ વડેજ સ્ફુર્યા કરે છે, અને તેથીજ અંતઃકરણની વૃતિઓ ચંચળ રહે છે, પણ પ્રાણ એટલે શ્વાસ બંધ થવાથી તેટલો વખત વાસનાઓ ઉડતી નથી, અને તેના પરીણામે અંતઃકરણની વૃતિઓ ચંચળ રહેતી નથી, અને અંતઃકરણ સ્થિર સમાધીની સ્થિતિમાં રહે છે. વેદાન્ત કહે છે કે એ હઠ યોગ થકી પ્રાપ્ત થતી એ શુભ અવસ્થા તે યોગના બળના પ્રમાણમાં હદવાળી હોય છે, પણ જ્ઞાન વડે સંસ્કાર એટલે વાસનાઓને જીતી જવાથી, તેનું ફળ જાથુકનું કાયમ હોય છે, અને શાશ્વત સુખ આપનારૂં નિપજે છે તેથી જ્ઞાનયોગજ શ્રેષ્ટ છે.

## આત્મા અને પરમાત્માનું એકત્વ.

અંતઃકરણ એ પ્રમાણે ચારે અવસ્થાનું જ્ઞાન કરાવે છે. અંતઃકરણની અહંકાર વૃતિ "હું" કરીને જેના વડે પ્રકટ થાય છે તે અંતઃકરણમાં પ્રકાશતા આત્મા એટલે પરમાત્માજ હોય છે. મનુષ્યના અંતઃકરણમાં પ્રકાશતા આત્મા જો પરમાત્માથી જુદા એવા ઉત્પન્ન કરેલા હોય, તો આત્મા અમર હોઇ શકે નહિ; કેમકે જે ઉત્પન્ન થાય છે તે નાશ પામે છે એ સિદ્ધાંત

સર્વ કોઇ જાણે છે. વળી પરમાત્મા આત્માથી જુદો હતે, તો મનુષ્યના આત્મા વડે તે જોઇ જાણી શકાતે, પણ આજ સુધી કોઇએ તેને જુદો જોયો જાણ્યો નથી, તેનું કારણ એજ છે કે આત્મા અને પરમાત્મા એકજ છે. પોતાનું સ્વરૂપ જોઇ શકાતું નથી તેથી આરસી વડે જોવામાં આવે છે, તેમ આત્માનું એટલે પરમાત્માનું સ્વરૂપ જોવા અંતઃકરણનો આરસીની પેઠે ઉપયોગ કરવાનો છે.

જ્યાં સુધી એક પુરૂષના અંતઃકરણની વૃત્તિઓ શારીરીક ઇન્દ્રિયોના વિષય ભોગમાં ડૂબેલી રહે છે ત્યાં સુધી તે મનુષ્ય સ્વરૂપ રહે છે, અને વેદાન્તનું જ્ઞાન થયા પછી જેઓ અંતઃ-કરણની વૃતિઓને આત્મામાં લય કરી દે છે, અને આત્મમય જીંદગી ગુજારે છે, તેઓ આત્મ સ્વરૂપ એટલે બ્રહ્મ સ્વરૂપજ હોય છે. અને તેથી તેજ ધ્યાનમાં તેઓ "અંહબ્રહ્માસ્મિ" એટલે "હું બ્રહ્મ છું" એ મહા વાકય ઉચ્ચારે છે. આત્મા પરમાત્માના એકત્વના આ સત્યને પારસી, મુસલમાન તથા ખ્રીસ્તી મહાત્માઓ પણ ટેકો આપતા જણાય છે. પેગમ્બર ક્રાઇસ્ટ સાહેબ કહી ગયા છે કે "હું અને આકાશમાંનો મારો પિતા એકજ છૈયે" એમ ક્રાઇસ્ટ પોતાને શરીરરૂપે નહિ પણ ચૈતન્ય આત્મારૂપે પોતાને "હું" કરીને ગણે છે, અને તેવી રીતે પોતે અને ખુદા એકજ છે એમ કહે છે તે સત્યજ છે. મીસરના મુસલમાન મહાત્મા મનસુર અને મુલતાનના મહાત્મા શમ્શ-ઉલ-તબરેઝ ખુલ્લું "અનલહક" ઉચ્ચારતા હતા તેનો અર્થ "હું હક છું" એટલે "હું બ્રહ્મ છું" એવોજ થાય છે. "ખુદાને ઓળખવો હોય તો પોતાના આત્માને ઓળખ"

એવું એક સ્પષ્ટ વાક્ય મુસલમાન મહાત્માએ કહેલું બહુ જાણીતું છે. પ્રાચીન પારસી કોમના મહાજ્ઞાની પાદશાહ જમશેદ "પોતે ખુદાય છે" એવું બોલ્યા હતા, તે મર્મ તે વેળાની સામાન્ય પ્રજા સમજવામાં નિષ્ફળ ગયલી જણાય છે. ખુદાયનો અર્થ પોતે આવવાવાળો self manifested થાય છે, અને વેદાન્ત પણ તેજ કહે છે કે સઘળાં સ્વરૂપોમાં એકજ ખુદાય પ્રકટ થયો છે. એજ પારસી લોહીના છેલ્લા મહાત્મા આઝર કેરવાને આસરે દોઢસો વરસ ઉપર સઘળી ન્યાતના પોતાના ચેલાઓને શીખવેલું જાણીતું છે કે "નિસ્ત હસ્તી બજુઝ યઝદાન" એટલે "ખુદા સિવાય બીજી કોઇ હસ્તી નથી." એવી રીતે સઘળું બ્રહ્મમય છે. આત્મા અને પરમાત્મા એકજ છે, એ સત્ય પારસી, મુસલમાન તથા ખ્રીસ્તી જ્ઞાનીઓ પણ સ્વીકારી ગયા છે.

## આત્મા સઉથી વહાલો છે.

જે વસ્તુ સુખ આપતી જણાય છે તેજ વહાલી લાગે છે. જગતની સઘળી વસ્તુઓ વિચારી જોશો, તો તમારા પોતાના સુખને ખાતર વહાલી લાગે છે. તે સાબિત કરે છે કે જગતમાં સ્ત્રિ, છોકરાં, માલ, મિલ્કત કરતાં તમે ખુદ પોતે પોતાને સહુથી વહાલા હોવા જોઇએ. હવે ખરેખરા તમે પોતે તે કોણ છો તેનો વિચાર કરો. મનુષ્યો પોતાની જીંદગીને બચાવવા ખાતર પોતાના શરીરના અવયવોનો ભોગ આપવા તૈયાર થાય છે, તે બતાવે છે કે તમને શરીરના અવયવો કરતાં જીંદગી વધારે વહાલી છે. જ્યારે કોઇને ખમાય નહિ એટલી શરીર વેદના થાય છે, ત્યારે તે પોતાનો સ્થૂલ દેહ છુટે તો સારૂં એમ ઇચ્છે છે. એ ઇચ્છનાર સ્થૂલ શરીરથી પણ પર હોવો જોઇએ, કેમકે તેને સ્થૂલ

શરીર સુખ આપતું જણાતું નથી ત્યારે તેનો પણ ભોગ આપવા તૈયાર થાય છે. એ સ્થૂલ છૂટે એવું ઇચ્છનાર, સૂક્ષ્મ શરીર તથા કારણ શરીર મળી એ શરીરોના સમુહવાળી અંતઃકરણની અહંકાર વૃત્તિ છે. એ અહંકાર વૃત્તિ એટલે હુંપણાનું ભાન અંતઃકરણમાં પ્રકાશતા આત્માને લીધે ચાલુ જન્મ લેનારાં પ્રત્યેક પ્રાણીમાં અનાદિ કાળથી હોય છે. તે સ્થૂલ શરીર સહિત સ્થૂલ જગતમાં પોતે કર્તા ભોકતા છે એવા હુંપણાના ભાનમાં રહે છે, તેમજ સ્થૂલ શરીર પડયા પછી સૂક્ષ્મ શરીરો સહિત સૂક્ષ્મ ભુવન ઉપર હુંપણાના ભાનમાં રહે છે. સુખદુઃખની લાગણી અંતઃકરણમાંજ હોય છે. અંતઃકરણથી પર એવા આત્માને પહોંચતી નથી. "હું સુખી છું" અથવા "મને વેદના થાય છે" એવી અંતઃકરણની લાગણી જેના વડે "હું" અને "મહારૂં" કહીને પ્રકટ થાય છે તે ચૈતન્યરૂપ આત્મા છે. એવી રીતે ખરેખરા તમે પોતે તો આત્મા છો અને આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે, સર્વ સુખનું મૂળ છે, તેથીજ સહુથી વહાલો છે. તેને વડેજ જીંદગી છે તેથી તે જીંદગીથી પણ વહાલો છે.

## વેદાન્ત સંસાર પણ સફળ કરાવે છે.

આત્મા સઘળા જ્ઞાન અને સર્વ શકિતનું મૂળ છે, માટે વેદાન્ત શીખવે છે કે જગતમાં હરકોઇ કામ કરતાં બીજા સઘળા વિચારો દૂર કરી અંતઃકરણની વૃત્તિઓને કામમાં એવી તો લગાડી દેવી, કે શરીર પોતાની મેળે કામ કર્યું જાય, અને હું આમ કે તેમ કરૂં છું એવું ભાન પણ નહિ રહે, તો તે સ્થિતિમાં અંતઃકરણ એકરૂપ સ્થિર રહેવાથી આત્માના પૂર્ણ પ્રકાશનો લાભ મળે છે, કેમકે તેથી જ્ઞાન વધારે પ્રમાણમાં પ્રકાશે છે, કામ શ્રેષ્ટ નિપજે છે અને તેથી મોટી ફતેહ મળે છે. ફિલસુફો,

કવિઓ, કારીગરો, ઇત્યાદી, આવી સ્થિતિએ પહોંચીને કામ કરનારાઓ જગતને સુંદર કામ પુરૂં પાડે છે.

શરીરમાં સઘળા ભયનો મુકામ છે. મોત કરતાં મોતની બીક આખી જીંદગીમાં વધારે દુઃખ દે છે. તે દુઃખ વેદાન્ત ટાળી નાખે છે, કેમકે વેદાન્ત પૂરવાર કરે છે કે ખરેખરા તમે પોતે તે કાંઇ નાશવંત શરીર નથી પણ અજર અમર આત્મા છો. સ્થૂલ શરીર પડવાથી કાંઇ તમારૂં અસ્તિત્વ નાશ પામતું નથી, પણ સૂક્ષ્મ શરીરમાં જીવતી જાગતી સલંગ જીંદગી ભોગવો છો. એવાં વેદાન્તનાં શિક્ષણને લીધે નિર્ભય જીંદગી ગુજારો છો ત્યારે બહાદુરીભર્યાં કાર્યો નિપજે છે, અને જગતમાં જય જય થઇ રહે છે.

અસંતોષ દુઃખનું મૂળ છે. સુખ ભોગના પદાર્થો હોય તેથી અધિક મેળવવાની તૃષ્ણા થયા કરે છે, અને તે પદાર્થો ભોગવતાં વાસના તૃષ્ણા વધતીજ જાય છે, પણ તૃપ્તિ મળતી નથી, અને અસંતોષ વધે છે તેની સાથે દુઃખ પણ વધે છે. વેદાન્ત વડે જ્ઞાન થાય છે કે શરીરને કર્મના પ્રમાણમાંજ સુખ દુઃખ મળી શકે છે, અને સુખ દુઃખ માત્ર અંતઃકરણ અને શરીરનેજ હોય છે, ત્યારે અસંતોષ દૂર થાય છે અને સંતોષી સુખી જીંદગી ગુજારી શકો છો. નાટક તખ્તા ઉપર નજરે પડતાં રાજા, રાણી, નાનાં, મોટાં સઘળાં સત્ય નથી, પણ એક-સરખાં સાધારણ મનુષ્ય છે. તેમજ જગતમાં કર્માનુસાર જુદાં જુદાં સ્વરૂપોમાં જુદી જુદી સ્થિતિમાં અમુક મુદત સુધી જુદા જુદા પાત્ર ભજવનાર અંતઃકરણો વિષે એકજ આત્મા પ્રકાશે છે. માટે વેદાન્ત શીખવે છે કે જગતમાં એક ભાવ રાખવો, અને રાજકુંવરો પોતાથી ઉતરતા દરજ્જાના ગોઠયાઓ જોડે

હોંસે હોંસે રમતમાં ખેલે છે, અને સઘળાને એકસરખાં ગણે છે તેમ, પોતે તો ચૈતન્યરૂપ આત્મા છો એમ સમજી, કર્માનુસાર જે હલકું કે ઉચું પાત્ર જગતમાં ભજવવાનું મળ્યું હોય તે એકબીજા તરફ એકભાવથી હોંસે હોંસે બની શકે તેટલું સરસ ભજવવા શીખશો, તો અદેખાઇ અને તિરસ્કારના દુઃખ રહેશે નહિ, તમારા કામમાં જય મળશે અને આનંદી જીંદગી ગુજારશો.

એકજ આત્મા એટલે પરમાત્મા સઘળાં શરીરોનાં અંતઃકરણોમાં પ્રકાશે છે, તેથી સઘળાં શરીરો તેનાંજ છે. એક શરીર વડે બીજાને જે દુઃખ પહોંચશે તેની સજા તે દુઃખ દેનારને થશે, અને તેની પાસે દુઃખ ભોગવનારને બદલોજ મળશે, એવું કર્મના કાયદા તથા પૂનર્જન્મનું શિક્ષણ અંતઃકરણમાં દૃઢ કરશો, તો કોઇ પણ પાપ કરતાં અચકાશો, અને તેથી જગતમાં પક્ષપાત કે જોરજુલમના કાર્યો થશે નહિ, અને સર્વત્ર ન્યાયનો જય જયકાર થઇ રહેશે.

વેદાન્ત જાણી, તમારો વહાલો આત્માજ જગતમાં નજરે પડતાં જુદાં જુદાં સ્વરૂપોમાં રહેલો છે એવી શ્રદ્ધા રાખશો, તો તમારામાં સામાન્ય પ્રેમ પ્રકટ થશે, અને તેવા પ્રેમને લીધે સઘળા તમને ચાહશે. એવા આત્મ પ્રેમ વડેજ મહાપુરૂષોને જગત વશ થયું હતું. વળી જગતના સંસારવ્યવહારમાં એકજ આત્મભાવ રાખવાથી સગાં અને પારકાં, સ્ત્રિ અને પુરૂષ, શેઠ અને સેવક, રાજા અને પ્રજા, દુકાનદાર અને ગ્રાહક સઘળા એકબીજાનો લાભ સંભાળવા શીખશે. જગત વ્યવહારમાં આનાં કરતાં બીજો મોટો લાભ કોઇ નથી.

એવી રીતે વેદાન્ત મુક્તિ ઇચ્છનાર સાધુ ત્યાગીની જીંદગી-માં તેમજ જગતવ્યવહારની જીંદગીમાં એકસરખું ઉપયોગી છે. તે વેદાન્તને મધ્યબિંદુ બનાવી, તેના ઉપરથી ચાહો તેવા નાના કે મોટા વર્તુલરૂપી વ્યવહારો રચી શકશો. જીંદગીની છેવટની નેમ (goal) મુક્તિ મેળવવાની એટલે આત્મજ્ઞાન થવાની છે. તે માટે આગળ જણાવેલા નિયમો પાળવાની જરૂર છે. તે પાળવાનું સહેલું નથી તેમ અશક્ય પણ નથીજ. તેથી હિમ્મત હારવી નહિ. મનુષ્ય ચાહે તે કરી શકે છે, અને તે કર્યા વિના આખરે મુક્તિ થવાની નથી. માટે જેટલા પ્રમાણમાં પળાય તેટલું ઢીલ વગર નિયમો પાળવાનું શરૂ કરી દેવું એટલે દિન ઉગે મજબુતી વધતી જશે, અને જ્યારે સંપૂર્ણ રીતે પાળી શકશો ત્યારે સઘળી અશુદ્ધ વાસનાઓનો ક્ષય થઇ જશે, જ્ઞાન આસાનીથી પ્રકટ થશે, મુક્તિ મળશે, અને સચ્ચિદાનંદ પરમાત્માનો શાક્ષાત્કાર થશે. એ નેમ (goal) નજર સામે ધરીને નિયમો પાળી શકાય તેટલા પાળતા જઇને વેદાન્ત અનુસાર સંસાર ચલાવશો, તો પૃથ્વિ ઉપર સર્વત્ર સ્વર્ગનું સુખ વ્યાપી રહેશે.

ૐ! શાન્તિ! શાન્તિ! શાન્તિ!



દીનશાહ શાપુરજી મસાનીએ મુંબઈના કોટમાં નં. ૭૫-૭૭ કાવસજી પટેલ સ્ટ્રીટ ખાતે ધી ફશો-ગર્દ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે, અને
ધનજીશાહ બે. ખ. હાથીખાનાવાળાએ પોતાને માટે
સુરત, ગોપીપુરામાં પ્રગટ કર્યું છે.